॥ तत्सत्

# શ્રીગુજરા

[illegible].

રચી પ્રસિધ્ધ કરનાર,


**મોહનલાલ ગોકળદાસ યુવાન.**

હાલ મુ. ગોવીંદ ભુવન થીએટર-ભરૂચ.



આવૃતિ ૧ લી  પ્રત ૧૦૦૦

૯૭૫ **કીંમત ૦-૨-૦** સને ૧૯૧૮

# નાટયભુમી સુચન.

ભુમી સૌંદર્યપુરના મહારાજા મહેન્દ્રચન્દ્ર ટાગોરની ધર્મ પતિન કપીલા રાજ્યના કેપ્ટન નાગેદ્ર સાથે અનાચાર કરતી ધર્માષ્ટ રાજ્યમાં હલહલતો અનાચાર પ્રગટાવી રહી છે. સુબાહુ રાજા મહેન્દ્રચંદ્ર ટાગોર આ હત્યાચારથી બીલકુલ અજાણ રહી ધર્મનીષ્ટતાથી પોતાનું સબળ રાજ્ય શાંતિથી ચલાવી રહ્યા છે. રાજ્ય વારસ રાજકુમાર ગજેન્દ્ર ઉપર કષ્ટોક કપીલાની મતિ ભ્રષ્ટ થાય છે હર વખત અનાચારની માંગણી કરતી સાવકી માતાને ધર્મવીર ગજેન્દ્ર હરદમ ધીક્કારતો અને બોધ આપતો-રંડાના કાવતરાથી તથા નીચ નાગેન્દ્રના બે ધ્રમાની ભરેલી કાવાદાવાથી નીરદોષ બાળક ભયંકર સ્થીતીઓ પોતાનું રાજ્ય છોડી જાય છે અને દેશથી દુર થાય છે રાજ્ય વફાદાર સુશીલદત્ત તમામ બીનાની જાણ લઇકામીઓને બોધ આપવાં જતાં અને માલીક પ્રત્યે વફાદારી બતાવતાં આખરે તુરંગમાં સપડાય છે. વીસમીસદીના નમુનારૂપ નીચ નારી કપીલા ભરથા અને ભોલા રાજાને ભમાવી ફ્તેહમંદ થાય છે કુશલ નગરીના રાજા સીંહા કૌશીકની પુત્રી શુરીલા કુમાર ગજેન્દ્ર ઉપર અદરાએલી હોવાથી દુરબુદ્ધીઓ ભલી અને ભોળી બાળકીને હેરાન કરવામાં ઘણાજ ફાવી જાય છે સીંહા કૌશીક અવળે રસ્તે દોરાય છે આખરે કામીઓની સોબતમાં મરણને શરણ થાય છે સત્યને પકડી રહેલ સતીયાજનો આખરે ફતેહમંદ થાય છે કામી કુલાંગારો અધમ દશાએ દુનીયા છોડી જાય છે આખરે ચાલુ જમાનાને વીશમી સદીનો નમુનો નજરે દેખાય છે અંતે સાચનો જય અને પાપનો ક્ષય તે દષ્ટાંત સીદ્ધાંત થાય છે.

# કોમેડી હર્ષ.

કુશલ નગરીના કામદાર કાબાજીની દીકરી રૂપાળીને ગોરે નક્કી કરી આવેલો ધણી પ્રસન્ન ન હોવાથી પોતાની મરજી મુજબ પતિ શોધી આનંદમાં મહાલે છે મહેમાન થઇ આવેલ ભૂમી શૌંદર્યના રાજકુમાર ગજેન્દ્રના કારભારી સરભણના દીકરા સાથે તેનો સંસાર સારો ચાલે છે રૂપાળીથી વાવાહ થએલી શરભણ નીરાશાના સાગરમાં પડે છે. બુઢા કાબાજીના ગુસ્સાથી નીરાશ થઇ રૂપાળી તથા ખોડીઓ કાવત્રૂં કરે છે અને રમુજી નોકર ભીમલો રૂપાળી બની ચોરીએ ચઢે છે જુવાનીયાનો જય બુઢા કાબાજીને નડે છે સરભણ પાછો પડે છે અને પોતાનાજ દીકરા ખોડીઆને તમામની ખુશીથી કન્યા મળે છે.

શાન્તિ શાન્તિ શાન્તિ



# પાત્રોનાં નામ.



મહેન્દ્રચંન્દ્ર ટાગોર ... ...શૌંદર્ય ભુમીનો રાજેન્દ્ર
ગજેન્દ્ર ... ... ... ...મહેન્દ્રચંદ્ર ટાગોરનો કુમાર.
નાગેન્દ્ર ... ... ... ...રાજ્ય કેપટન
શુશીલદત્ત ... ... ...વફાદાર દીવાન
સીંહાકૌશીક ... ... ...કુશલ નગરીના ઠાકોર
સરભણુ ... ... ...ગજેન્દ્રનો હસમુખો કારભારી
ખોડીદા... : ... ...સરભણુનો પુત્ર
કાબાજી ... ... ...સૌંદર્ય ભુમીના પટેલ
ભીમલો ... ... ...તેનો રમુજી નોકર
ભૈયો ... ... ... ...પોષ્ટવાળો

કારભારીઓ, શિપાઇઓ, વિગેરે વિગેરે.

કપીલા... ... ...મહેન્દ્રચંદ્ર ટાગોરની નીચ રાણી.
સુશીલા... ... ...સીંહા કૌશીકની પુત્રી ગજેન્દ્રની પાન્ત.
રૂપાળી ... ... ...કાબાજીની દીકરી ખોડીદાની વૈરી.

દાસ, દાસીઓ, સખીઓ, વારાંગના વીગેરે.

સ્થળ, સૌંદર્યભુમી તથા કુશલનગરીની આસપાસની સરહદ.



# વીસમી સદી નાટકના ગાયનો.



## સ્તુતિ.

બાળાઓ— ૧

ॐ તત્સત્ તરણ તારણ જગનામી...અંતરયામી,
નમી નમી નંદ તનુજ સ્વામી........ઓમ્
અબલ સબલ કરવાર યાચીએ
વીમલ વીજય કરનાર દયાળુ
અકલ કળાનો પાર ન પામે કટંકકંસ નિકદંન ઊરનામી...ઓમ્.
સર્વ ભોમ તમ ગુણ જગરાયા
યુવાન વૃદ્ધ અબળ બલકાયા,
ગર્વનિ સેધક તમ ગુણગાયા, અજર અમર કરો દુર સર્વ ખામી
ઓમ્.

બાળાઓ— ૨

લખ્યા કર્મના લેખ કહો શે ટલશે,
બાવલને પાણી પાવ કદી નહી આમ્ર ફલો મળશે.
સજ્જાજન સત્યે મલશે, કામી કુકર્મી ટલશે
પાપીઓ પંથે પલશે, આ ભવ મંડલમાં ધર્મ કર્મનો ભાર લઇ
ઉધરશે. બાવલ૦
સુખ ધર્મી સુકર્મી વર્ષે જ્ઞાની ગુણ જ્ઞાન ઉચરશે.
અંતે ધર્મે જય પાપે ક્ષય સીદ્ધ ઠરશે... બાવલ૦

સુરીલા સખીઓ— ૩

## ગરબો.

વાટમાં ગુમાવ્યું મેં તો મોતી (૨)
મોતી હું તો ચાલુ મારગડે જોતી હામનહારી મોહનજી વાટમાં૦
સખીઓની સાથમાં અજવાળી રાતમાં આનંદે આવતી હોતી.
વ્હાલા વીયોગની વાટમાં ને વાટમાં ગલે જોઉં તો માલ નહોતી. મન૦

## સાખી.

પતિ પણ નહી આવ્યા હજુ વીરહે જીવડો જાય,
શોધું કયાં જઇ એમને, હશે કયાં મુજરાય
સુના સુના મહેલ બધા દેખાય જાણે કોઇ આમથી ખાવા ધાય (૨)
મેના રહી પીંજર મહી ગભરાય પીયુ વીણુ સંગે રહી કોણુ જાય.
ઉપાધી નાથ વીના નહી જાય.
સરખી સાહેલી પણ ના ગમે ધન્ય જાહેની તમને

## સાખી.

આવોને ઉતાવલા શીદને આપો દુઃખ
લાખ દરદમાં ડુબતી તમ દેખે સૌ સુખ
શામળીઆ શીદ સંકટ આપો હવે મુજથી નહી વીરહે ખમાશે.
વહેલા વહેલા આવો વ્હાલા પ્રાણથી અધીક પ્રીય રાય
રસીક વરમારા વીપત હરનારા, જીવન જયકારા વાટમાં૦

સુરીલા સખીઓ— ૪

સ્યામ વીના સાહેલી બની ગઇ શું ઘેલી સ્યામ વીના.
જાઓ જાઓ ન સતાવો વાહ......
ના સખી મુજાવ, જા બહેન જા હઠીલી,

મળશે પ્રીતમ પ્રાણુ માન માન ઓ હઠીલી
સખી જો અંતર ઠરશે મારૂં વહાલી બહેની શાને ઠારૂં
શાન્તી ધરશાણી સુખ થશે, દીલના દુઃખો સૌ દુર જશે. શ્યામ૦

ધર્મેન્દ્ર-શુરીલા— ૫

લુંટયું ચીત મારૂં લુટારા તેં જંગલ વાસી,
બાંધ્યો મને પ્રેમ બંધને કુમારીકા જાવધોા.
તન મન ધન તમને અરપું હું સદા રહો પીયુ પાસ,
લુટફાટનો ધંધો મારો વન વગડામાં છે મુજવાસ.
ચાંપીસ રદય મોઝાર મનોહારી...લુંટયું.

રૂપાલી— ૬

આજ મારૂ મનડું અતિશય મુંજાય,
પ્રાણુ પ્યારા વીના ચેન નહી કાંય. આજ૦
નીશદીન બળતી વીરહથી મુઝાણી,
ઘડીભર ગમતું નથી હું તો ગભરાણી.
અનંગ અંગે હવે ન સહેવાય, આજ૦

રૂપાળી ઓડીઓ— ૭

મળજો વેલેરા દીલજાન કરૂં તનમન ધન હું કુરબાન
શાણી સાથે બળશું શમશાન
પ્રેમથી કરશું પ્રીયા રસપાન હરસની ખાણુ
ચાલતું થયું કાગળનું વહાણુ
બેસી ફાટા તળાવ ફરશું ઉઠી મળશકામાં
ચાહપીશું સંગાથે જઇ બલ્લુભાઇના ચકલામાં
એમ...........હા........ ...મળજો૦

ગજેંદ્ર— ૮

ભરેલો કુપ અગનીનો વખત આવેજ શેશ લગી,
ઠર્યો મલ મુત્રનો કોઠો નહી માતા રહ્યા વલગી
મળ્યું છે ચામ ઉપર હા તમોને લાગતું પ્યારૂં.
મીચીને આંખ સૌ નીરખો દીસે છે ઘોળું અગર ખારૂં
સજયા શૃંગાર ઉપરના ઉઘાડી આંખ જો વહાલા
જતા જગ છોડતા સઘળા સંબંધો સહેજ ખોવાનાં

રૂપાળી— ૯

માર ધક્કો બહાર કાઢને બીમલા બીહતો નહી લગાર
એ એલા ચઇથી ટીહ્યા ટીયાર
ફજેતી પુરી થઇ ભગવાન રસીલીમાન
જા જા હેવાન એ હુ હેવાન
ટીવારે નઇ હેઠાણી ને હુકામ હટાવે આજે
એની દાનત છે હરામ
હન્તો પુર દરવાજે મલજે લ્યો હવે છે રામ રામ

શુશીલા— ૧૦

ચપળા ચતુરનાર ચીતમાં સમ્યા
રંગે રમ્યા આજ રદયે રમ્યા
સ્વામીજી સાક્ષીથી પતિ થયા
પ્રીતમ થયા, આજ દરદો ગયા
ભલે પધાર્યા ધણીમેં ધાર્યા
સંસાર રસ સાર સંગે જમ્યા રંગે૦



# અંક બીજો.



ભીમા રૂપાળી— ૧૧

વાહ હેઠાણી ખુદી થઇ મારી ચાયલો પીવા નીરો હું તારી
એક હવાકાના લઇશું ભજીયા
મુઆ કરતો નહીં કોઇથી કજીયા
તીહાંથો આહાં ને આહાંથી તીહાં
ઉડાવીશું લીલા લહેર— હેઠાણી૦
બેવડા પીએ તો હપઇઓ જાસે—
પછીઆ પડાવી લઇ બે હાડી મારે હેઠાણી૦

સુશીલદત્ત— ૧૨

કુદરતના ખેલ નીરાશા
બેહાલ થઇ સૌ આશા
અજબ અકલના નર કાદવમાં
નષ્ટ બને જન રયા રયા
જગત તણી ઘટમાળ અલોકીક
પડયા ઉલટ મુજ પાસા— કુદરત૦

ભયો— ૧૩

દઇયાં મોરે ચંબેલી બનછા રહો
ચંબેલીકા હરવા ચંબેલી કાગજરા
ચંબેલીકે કગન બના રહો— દઇયાં
ચંબેલીકે બાજુબંધ ચંબેલીકા શહેરા
ચંબેલીકે ચદર બના રહો— દઇયાં૦

સરભણુ— ૧૪

માનો શીખ સહુ સમજાવું હું ભીડો કમ્મર બાંધી હામ
વાંઢા રહેવામાં દુઃખ છે સઘળું લીયો હવે છે રામરામ
ચડવા દીએ નહીં કોઇ એટલો ઘરનું સરવે કરવું કામ
ડરે આડોસી સૌ પાડોશી લીયો હવે છે રામરામ
દલવું પણ હાથે ને ભરવું પાણી કામો શીર તમામ
રાંધી હાથે ખાવું કમાવું લીયો હવે છે રામરામ
બૈરીવાલા કરે ન દોસ્તી પીવા પાણી દીએ ન જામ
જોર વીનાનું બધું નકામું લીયો હવે છે રામરામ

જાનડીઓ ૧૫

આજ વરઘોડે ચડયા હર ભાણુજી લાડી લાખેણી લેવા આવીથીરે
મનમાં હરખેને હૈયું છલકે હરભાણુજી હુશીલા હરખે પાનો ચાવીયારે
સસરા કાબાને ઘેરે ઝુલ્યા હરભાણુજી મશાલો આગે ઝાલે નાવીયારે
જાનઇઆ જોડે ઝુલે હરબાણુજી ત્રાસા પડઘમને ઢોલો લાવીઆરે

સુરીલા— ૧૬

વીભુવાર કરો મારી હું દુઃખીયારી
પાયે પડું દીયો દુઃખ વીદારી
સ્વામી શીરે શું સંકટ આવ્યું
આશ ગઇ દુર સુખને તાવ્યું
હાય નશીબે શું શું લખાયું પાયો૦



# અંક ત્રીજો.



વારાંગના— ૧૭

મોહનીયાં નયન મતવાલે
નયન મતવાલે-માર મોહે ચાલે
ઓ છલબલ વાલે-કનૈયા નયન મતવાલે—મોહનીયાં૦
અબી તો મેરી છોટી ઉમરીયાં-નાજુક હય છતીયાં
જલ તમો રાજીયા દુલઇયા નયન મતવાલે—

હુરભણુ બીબી— ૧૮

આવો પાવો રસ પ્યારી
આવું ઘડીયું તારી
શરમાવ નહી ધણીઆણી
હું કામ હટાવે જાની
હવે ખોલ ઘુઘટ પટવાલી
(ટારી વાલી તો ગઇ ચાયલી)
પી પ્રેમરંગ પા પ્યારી
અફલાવેહ હું ખાલી
જરી ખોલ-ઘુંઘટપટ ખોલ
ટીહાંલે (હેં હે)
લેહોજા પ્યારી વાલી
શું દગો કરી ગઇ ચાલી

સુશીલદત્ત— ૧૯

અરે વીણા તણા ભોગી રદયની ચાહના શું છે
ખરેખર આ જમાનામાં થયો બે હાલ પણ તું છે
નથી માયા અને મહોબત વળી ધનમાલનો સાથી
થવું છે એકલા માટી અલક આધાર પણ તું છે
મુકી સહુ સહ કુટુંબીને વળી વહાલી અને પ્યારી
થઇ આ જીંદગી ખારી પછી કહે શોચવું શું છે

રૂપાળી ખોડીઆ હરભણુ— ૨૦

દીલ ભર દીલદાર છો કનઇયારે-પ્રાણ પ્યારારે
રમાડું રજની પ્રીતે
લહેજત છે આજકાલ
બતાવું હું હવે ચંડાલ
ગોરી તુજ ગુલાબી ગાલ— છોટારીયો

કોમીક તમામ— ૨૧

થઇ પ્રભુની મહેર, જાઓ ઉડાવો લહેર
શીખો સદા સંભાળીને ચાલતાં
સદા રહો સંગાથ, હમને નીભાવ હે મારો નાથ
રહો ઉમંગે ફુલતા ફાલતા
દીકરા ખોડીઆ કદી દીધા તે હાથ સહુ મુજ હેઠા
જાણે છે દુનીયા કે જેવા બાપ તેવા બેટા

સર્વ મંડલ— ૨૨

રહો અજર અમર સકલ વિશ્વમાં
જલમાં સ્થલમાં વિશ્વ વિજય કહેવાશે
ધર્મ તણો જય થાય જગતમાં પાપ પ્રલય થાશે પલમાં

શાંન્તિ શાંન્તિ શાંન્તિ



# ગુજરાત રબર સ્ટેમ્પ કુંપની.

ગુજરાતી, અંગ્રેજી, મરાઠી, ઉરદુ વિગેરે ભાષાઓમાં રબરના તથા

પીત્તલના બે ત્રણ અક્ષરોનો મોનોગ્રામ, સિગનેચરો,

બનાવી આપીએ છીએ.

હેડ ઓફીસ "નર્મદા પ્રિન્ટીંગ પ્રેસ." ભરૂચ.

બ્રાંચ ઓફીસ "લક્ષ્મી વિજય પ્રિન્ટીંગ પ્રેસ." વડોદરા.

# જાહેર ખબર.

નીચે જણાવેલા નાટકોના ઓપેરા શ્રી ગુજરાત ન્યુતન નાટક સમાજનો જ્યાં મુકામ હશે ત્યાંથી અગર લેખક મોહનલાલ ગોકલદાસ ચુવાન પાસેથી રોકડી કીંમતે મળી શકશે.

| | |
|---|---|
| ખુની યજમાન | ૦—૨—૦ |
| નિર્દયનીરો | ૦—૨—૦ |
| કાલો નાગ | ૦—૨—૦ |
| ઘમંડી કલહ યાને નિર્મળગંગા | ૦—૨—૦ |
| વીસમી સદી | ૦—૨—૦ |

(હવે પછી બહાર પડનાર ખેલો)

પંજાબનો કેશરી–કાંરાયલોસમો–અનંગ શત્રુ અને લોખંડની બેડી યાને અદાયે ફર્જ (ઉર્દુ જબાનમાં બહાર પડશે.

